# भर्तृहरी नाटकनां गायनो.

મોરબી આર્ય સુબોધ નાટક

મંડળીને માટે

---

બનાવનાર

## वाघजी आशाराम ओझा.

મોરબીના રહીશ, ગ્રંથ કર્તા.

( આવૃતિ ૫ મી પ્રત ૮૦૦૦ )

## अमदावादमां

મામાની હવેલીમાં યુનાઇટેડ પ્રીન્ટીંગ અને
જનરલ એજન્સી કંપની 'લીમીટેડ'નાપ્રેસમાં,
રણછોડલાલ ગંગારામે છાપ્યાં.

---

સંવત ૧૯૪૪. સને ૧૮૮૮.

કીંમત બે આના.

૩૪૫૯

# भर्तृहरी नाटकनां गायनो.

## ઈશ્વરસ્તુતિ

રાગ કલ્યાણ.

શ્રી જગતપતિ, પ્રભુ આપ સન્મતી, ભર્ત ભૂમિ બ્રાત માટે
કીધી આ કૃતિ.—ટેક.

શૂર પૂર નેક ટેક નીતી પ્રીતી ન્યાય,
સ્વદેશાભિમાન એના બાળોમાં પ્રગટાય; શ્રી૦
વીર વીર સંપી સુખી રૈયતને રાય,
કળાને કૌશલ્ય પાછાં હતાં તેવાં થાય; શ્રી૦
આર્ય સુબોધ હીતનો બોધ દેછે દેશ વિદેશ,
પ્રાચીનને અર્વાચીન ખેલો ભજવે ધારી વેશ; શ્રી૦
વીર કરૂણાને શૃંગારનો દેતી ચીતાર,
બાઈઓ ગ્રહણ કરશો જેમાં રૂચી તમારી સાર; શ્રી૦
ગુણના ગ્રાહક દેશી મીત્રને વિનવે પ્રીતી પુર,
માફ કરી આ મનમાં લેશો, દોશ કરીને દુર; શ્રી૦

રાગ ભરવાનો જીલ્લો.

ભરથરી ખેલ ચાલો, આજરે ભજાવીએ;—ટેક
નારી દુરગુણ નખ શીખ, દરશાવિએ;
બોધ સારો આપી એક, ફરજ બજાવીએ; ભરથરી.
પ્રીત કરી નારી પ્રેમે, ફુલી ન ફસાઈએ,
આલસીક કામ કરી, સુખ ન ગુમાઈએ,
અવીચારે કામ કરી, અતી પસતાઈએ; ભરથરી.

**નટી**—માધુબન શ્યામ. એ રાહ.

દીધી બક્ષીશ નરને નારી ચમત્કારી રે,
નારી ચમત્કારી રે, સતીછે પ્રાણ પ્યારીરે-દીધી-ટેક.
કમલ નયની મુખ અમૃત બાણી,
બાળા સંસાર પુરૂષનો દે સુધારી રે— દીધી.
જોરે કુસંગે કામની બગડી,
આ અવતાર ગયાજ જાણો હારી રે— દીધી.
પુરણ ભાગ્યોદય હશે જે પુરૂષનો,
તેનું ઘરબાર શોભાવે સતી સારી રે— દીધી.

**રૂષીઓ**— રાગ.

(નાથ કેસે ગજકા બંધ છોડાયો. એ રાગ.)

આરતી તારી ઉચરીએ, નિરંજન આરતી તારી.
ઉચરીએ—ટેક.

સરવ બાપક તુજ ચેતન શક્તિ, વર્ણન શું તેનું કરીએ,
શુદ્ધ-હૃદયથી જોરે આરાધીએ, તો ભવસાગર તરીએ; ની.
યોગ યગન સમાધી ધરો ધ્યાને, લક્ષ વિશે નવ ઠરીએ,
અકળગતી પરાપાર પિતુ તારી, વાણીથી શુંરે વિસ્તરીએ; ની.
રચના યથાયોગ્ય આરે જગતની, મહીમા તારો ઉર ધરીએ;
દીંન વચન પ્રભુ અલ્પ સ્વીકારો, કાવ્યે કથન શું કરીએ; ની.

**ચીંગળા**—( કેટલુંક ભાષણ થયા પછી દાસીને કહેછે. )

**ગજલ.**

**( ઇંદ્ર સભામાં ગવાતી ઢબની. )**

નારીના કટાક્ષ પાસે પુરૂષ છે ગુલામ,

હાવ ભાવને કરીને, હરીયે પુરૂષ હામ;
આ ભ્રકુટીનો વિલાસ, આરે મંદ હાસ્ય,
મધુર વચન મંદ ગતી, નાખે પુરૂષ પાસ;
રણને વિશે બાણ કોટી, નર નિવારે શુર,
આ કટાક્ષ બાણ દાસી, પાડે યોધ પૂર.

આર્યા.

સુણ દાસી મુજ પ્યારી, આવે જ્યારે મહેલ નૃપ મારે;
પ્રપંચ એવો કરવો, જાણે હું છું પતિવ્રતા ભારે.

**દાસી**—( કેટલુંક ભાષણ સામ સામું થયા પછી ).

ગઝલ.

**( ઉપરની ઢબની. )**

બાઇ આપનું શરીર તરૂણ વયનો બાગ;
યોવનમાં વેલી સર્વ, ફુલીછે અથાગ;
અંગછે સુવર્ણ રંગ, નેત્ર મોહ બાણ;
કમલ મુખ ચંદ્ર પ્રભા, શું કરૂં વખાણ;
કામ દેવની પ્રીયા જે, નામ છે રતી;
તેહથી અધીક રૂપ, ધારે મુજ મતી;
ચાલ આપ ચાલો, ત્યારે હંસની ગતી;
આપ જેવી પ્રીયા દીસે, ભાગ્ય ભુપતિ.
(ત્યાર બાદ ભર્તૃહરી પ્રવેશ કરેછે અને બેઠાપછી તે-
ના પ્રતે પીંગલા બોલેછે. )

**પીંગલા—રાગ. ( શીદ અકળાય બેની )**

સદા રહો પાસ પીયુ, સદા રહો પાસ;

નયનના વિલાસી મારા સદા રહો પાસ; ટેક.
સભા વિશે જાઓ પીયુ, મુકી આ અવાસ;
ખાન પાન તજી બેશું, રહી હું ઉદાસ. સદા.
પુરૂષનો વેશ કરી. રહું હું હજુર;
કહોતો એ કરૂં પણ, રીતીથી દુર. સદા.
એક તન વિશે બેહુ, તન જો સમાય;
તુરત તે કરૂં સ્વામી, પણ એ ન થાય. સદા.
ચંદ્રને ચકોર સંગ, દીપને પતંગ;
મયુરનો ધન સંગ, પ્રીતી તણો રંગ. સદા.
હવે જો વિશેષ પીયુ, રેશો હુંથી દૂર;
નકી પ્રાણ ત્યાગું મારો, જાણો નૃપ ઉર. સદા.

સારંગ.

પીયુ કરનાં મોજ વિલાસ, બદન અલગ જબ કરત જુદાઈ
લાઈ, તન મન સબ દુખદાઈ. પીયુ. ટેક.
તુમ જબ જાત સભામેં છાંડકર, તલપ તલપ જીયજાતબિરહસેં
પ્રેમ પીછાનો ચતુર નૃપ મેરે (૨) તુમ બીન નરવર મેં
હું સદા ઉદાસ. પીયુ.

**ભર્તૃહરી—રાગ સોંયાનો કનરો.**

તારૂણી તુજથી નથીરે જુદાઇ, શશી વદની સુખપા મું
હું આંહીં. તારૂણી. ટેક.
વદન મનોહર, તારૂં લલીતા, સૌરભ અંગ જઘન સુ-
ખદાઇ; શશી વદની.

ભ્રકુટી વિક્રમ સ્મિત અતી વિભ્રમ, નિરખી પ્રીયા ભુ-
લું સરવેરે કાંઈ; શશી વદની.
તીનશો સાઠ ત્યાગી તુજનેરે ચાહું, તુજ વણ મુજ
ક્ષણ કલ્પ સમજાઈ; શશી વદની.

**ભર્તૃહરી**—(સ્વગત)

### રાગ બરવાની ઠુમરી.

જનમ્યો જગમાં તે વૃથા જનમ્યો,
જેને કામશ્રૃંગાર પીછાન નહીં. જનમ્યો. ટેક.
મૃગનયની નીતંબન સ્પર્શ કર્યો,
કદી આયુષ સર્વ અસાર થઈ; જનમ્યો.
જો સુખ નાર વિલાસ વિશે રહ્યું,
તે સુખ અન્ય વિશેજ નહીં. જનમ્યો.

### રાગ ઝીંઝોટી.

પ્રીયાકા સમાગમ સબસેં હે પ્યારા, ટેક.
રતી કે શ્રમસેં પરસેત બીંદુ, માનો શોભત હે તારા;
ભારી નીતંબ પરી ઉર ઉપર અંગે ચંદનકી ગારા, પ્રીયા.

### શીખરણી વૃત.

વિના નારી પ્યારી, કમળ વદની સુંદર અતી;
સ્તનો ભારે પામી, કમર લચતી હંસનિ ગતી.
વિના એવી પ્રીયા, નૃપતી ગ્રહકો શોભિત કરે;
નૃપાળોની વૃતી, શ્રમ થકી ગત થૈને કહિ ઠરે.

**પીંગલા.—(દાસી પ્રત્યે.)**

**ગજલ.**

**ઈંદ્રસભામાં ગવાતી ઢબની.**

જા સખી તું વેગે વેલી, લાવ અશ્વપાલ;
આવ સદ્ય થાય મારી, શાંત કામ જવાળ.
મોહ્યું એથી મન મારૂં, રાખું તેથી યારી;
જીવ જહાન માહરો છે, શુણ સખી પ્યારી.

**દાસી**—અહહ બાઈ એહ તર્ક, નથી ઘટીત આપ;
અતી પવીત્ર આપ સ્વામી, શીદ ધરોછો પાપ.
નીચ સંગ યારીમાં, ન થાય ફળ સારૂં;
સુજ્ઞ થઇને કરો બાઈ, કાર્ય આ નઠારૂં.

**પીંગલા**—મારી સાથે શું છે તારો, ધર્મ તું વિચાર;
અશ્વશાળા સદ્ય શોધી, ખોળી લાવ યાર.
મુર્ખ મોહોટો એછે પણ, જાણે ભોગ વિલાસ;
એના સમ સુખ કદી, મળે ન સ્વામી પાસ.

**દાસી**—પવિત્રતાનો ધર્મ ત્યાગ, કાં કરોછો બાઈ;
દિલ દિધેલ સ્વામી સાથે, ના રખો જુદાઈ.
જો કદાપી નૃપતી જાણે, આવું દુષ્ટ કાજ;
કુળ મારૂં ખોદી કાઢે, ભૂપ પુન્યરાજ.

**રાગ સીંધાને કનરો.**

આમ વિચાર વિના શું બોલ, પ્રીત ધરી દાસી તુજને મેં
રાખી; આમ. ટેક.
કપટ તજીને ગુમ જણાવું, મદનની મોજ તુંને મેં ભાખી. પ્રી.
જોરે વિશેષ બોલીતો તુજને, કરીશ બેહાલહું આરોપનાખી. પ્રી.

**દાસી—** ગજલ.

**(ઇંદ્ર સભામાં ગવાતી ઢબની.)**

કોપ શીદ કરોછો બાઈ, આજ્ઞા શીર ચઢાવું;
મુર્ખ સંગ યારી કરી, રહેશે તો પસતાવું.
ભર્તૃહરી દેશ પતિ, ગુણી વિદ્યાવંત;
તેવા પ્રાણનાથ તજી, આવી રાખો અંત.

**પીંગળા—**(કેટલુક ભાષણ થયા પછી દાસી તેડવા જાય છે ત્યારે.)

રાગ બીહારીની ગજલ.

સુણ સખી જાયછે તું, તેડવાને કાજ;
એમ નહીં આવે યાર, મુર્ખ શીર તાજ.
ભોજનની લાલચે, એ આવશે સતાબ;
માટે એવું કહી એને, લાવ બીન દાબ.

**દાસી—**એમાં કેવું નહીં પડેરે, બાઈ મુને કાંઈ,
જુગતી સરવ જાણું, સાચી આપ નામ ગાઇ.
આટલો મેં વખત કાઢ્યો, આપ કેરી પાસ;
મારી એ પ્રતિતી કેમ, બાઈ નહીં આપ.

**દાસી**—(અશ્વપાલને તેડવા જાયછે ત્યારે રસ્તામાં વિચાર કરતી જાયછે.)

રાગ આશાગોડી.

કામછે દુષ્ટ વિકારી, અહા પ્રભૂ કામછે દુષ્ટ વિકારી;
ઇંદ્ર સમાન પતિ અતિ સુંદર, અશ્વપાલથીછે યારી. આહા

ત્રણસોત્સાગી એકજનેચાહે, તેનાચિત્તમાંછે બારછીનારી. આ.
ધીક્ખાધતુજને ધીક તારી બુદ્ધિ, વિપરીતવાતવિચારી. આ.

( શાંતીરામ રાજાને અમરફળ આપવા આવેછે ત્યારે આશીર્વાદ આપતો આવે છે.)

ત્રોટક.

વર માલવ દેશ તણા ભુપતિ,
સુખ સંપતિ પામી ટળો વિપતી;
નૃપ રાજ તમારૂં અખંડીત રે,
દીજ એટલી આશીશ પંડીત દે.
શત પૂત્ર અને શત કોટી ધની,
ચકવે નૃપ રાજ રહો અવની;
પ્રતીપાલન ભૂપ પ્રજાનું કરો,
તમને નિતી ન્યાય સદાય વરો.

**ભર્તૃહરી**—(રાણીને અમરફળ આપતી વખતે)

રાગ ઝીઝોટી જંગલો.

(પનીયાં મેં કેસ તો ભરૂં, છોટી નણંદીયાં એ. ચાલ.)

ફળ એક વિપ્રથી મળ્યું, પ્રીયા મોરીરે; ટેક.
પ્રાશન આનું કર પ્રીતેથી, દુખ તવ મૃત્યુંનું ટળ્યું; પી.
નર યા નારી આ ફળ ખાતાં,અમરતા પામે એ ખરૂં. પી.

**પીંગલા**— રાગ નટ કેદાર.

પીયુ ફળજ સુંદરરે, પ્રાશન આપ કરો પ્રિય મારા. પીયુ. ટેક.
આપ અમરથઈ તખતે બીરાજો, પ્રજાહીત પીયુ કરશો,
હું છું નાર અમર શું થાઉં, અરજ મારી ઉર ધરશો. પીયુ.

**ભર્તૃહરી—** રાગ ગોડી આશા.

લગની તુજથી લાગી, પ્રીયા મારી લગની તુજથી લાગી. ટેક.
તુંને ચક્ષુથી દેખું ત્યાં સુધી, હુંરે જીવું બડભાગી; પ્રીયા.
તારો વિયોગ થયે તુર્ત પામું, ખેદ હું થઇરે અભાગી. પ્રી.
તે માટે તુજને અમર હું ચાહું, રહે સદા સુખ આગી. પ્રી.

**પીંગલા—**(રાજા ફળ આપીને જાયછે ત્યારે પછી સ્વગત.)

રાગ દેશ.—

સાચો મારોછે, જે, શોખી પુરો પ્યારો, તેને ફળ આતો
દેશું. સાચો. ટેક.
અમર થશે છેલ યારજ મારો, આપશે સુખને વીલાસ.સાચો.
એને મળ્યા વણ દિન એક વીતે,ચીત્ત મારૂં થાયછે ઉદાસ.સાચો.

(પીંગલાના કેહેવાથી ભર્તૃહરી પોતાના ભાઈ વિક્રમાદિત્યને દેશ નિકાલ કરેછે ત્યારે વિક્રમાદિત્ય બોલે છે.)

**વિક્રમાદિત્ય—** માલીની છંદ.

નથિ નથિ નથિ સ્વપ્ને, દુષ્ટ સંકલ્પ કીધો;
નથિ નથિ નથિ નીતી, ઉપરે પાય દીધો;
અચરજ અતિ પામું, બંધુ આ શું કહો છો;
મુજ નિતિ રિતિ જાણો, વેમ ક્યાંથી લહો છો;

**ગજલ.** ( ઇંદ્રસભાની ઢબની. )

(તુંમને મેરી લાસકી મટ્ટી ખરાબકી. એ ચાલ.)
એ શું બોલો છો! વિવેકી બાત ભરથરી!
એ શું વદો છે વડીલ, જીભથી કરી!
એ શું કહો છો માતુ, પીંગલાનારે પ્રભુ!

મૂજ વિશે આવી બુદ્ધિ, આરાધો શંભુ!
સમુદ્રે મર્યાદા ભ્રાત, હજુ મુકી નથી;
અગનિની શિખારે ભ્રાત, અખો ગઇ નથી;
સૂર્ય માહે અંધકાર, હજુ થયો નથી;
સિંહણ સુત તૃણ ખાવાને, હજુ ગયો નથી;
હંસની ગતીરે, કાગવત થઈ નથી;
સંત ચિત્તમાંથી દયા, હજુ ગઈ નથી;
પશ્ચિમ હજુ સૂર્ય ઉદય, થવું નથી થયું!
કાષ્ટ ટેક તોડી જળમાં, નથી ડુબી ગયું!
માતુનો વાત્સલ્ય પ્રેમ, નથી હજુ ઘટ્યો;
આપનો વિચારે આવો, ક્યાંથીરે થયો!

**ભર્તૃહરી**—(વિક્રમ પ્રત્યે.)

ક્ષત્રી કલંક કેમ લખેરે—એ રાહ.

છોડ બકવાદ દુર્મતિ બાળ, વિક્રમા તું છે વેરી મારો રે—ટેક.
તુંને જોઈ પ્રગટે છે મુને ઝાળ, વિક્રમા૦
નીતી ડોળ રાખ્યો નીચ બંધુ પાસ વિક્રમા૦
મારી પ્યારીએ કરી દીધો પ્રકાશ, વિક્રમા૦
માતુ એને કહી બોલ્યો ઠગ બોલ. વિક્રમા૦
ધિક્ક થયો આજ તારો ખરો તોલ. વિક્રમા૦
શીદ જનમ્યો તું જેવો રાજભ્રાત. વિક્રમા૦
જેને વીગત નહિંજ એન માત. વિક્રમા૦
તારાં હાડેહાડ કરત હું ચૂર. વિક્રમા૦
પણ જા કરૂંછું ઉજેનીથી દૂર. વિક્રમા૦

## લાવણી.

(અધબીચ મોબત તોડી એ દરદી દીવાના, એ ચાલ.)

ભરથરી ભ્રાતા વિચારીને તમે, કરો હું ઉપર કોપ;
વણ અપરાધે, (૨) તમે વદો વચન આરોપ, ભરથરી, ટેક.
છો શિર છત્ર, (૨) નવ લોપુ નીતી ધર્મ;
બંધુ પત્ની મમ માતછે, ક્યમ કરૂં અવિહિતજ કર્મ. ભરથરી.
કટુ વચન બાણ, (૨) શીરપર મુકોમાં કાપ;
આગળ વાત વિચારતાં ભાઈ પામશો પશ્ચાતાપ. ભરથરી.
પાંડવમાં ધર્મ, (૨) લક્ષ્મણને જ્યમ રઘુવીર;
કનક ભક્તિ તેમ માહરી, નવ જાણો બંધુ કથીર. ભરથરી.
ગણું આપ સેવ, (૨) મુક્તિ દાતા મનમાંય;
બ્રહ્મરસ ભોગી ભ્રષ્ટ થઈ, ક્યમ તુચ્છ વિષયને ધાય. ભરથરી.
હું તજું ગ્રામ, (૨) નવ નિશ્ચે રહું આ ઠામ,
લાજે જનુની માહરી, જો કરૂં ઘડી વિશ્રામ. ભરથરી.
વિશ ભુમિમાં, (૨) અમૃત ધારયુંછે આપ,
કટુ ફલ એનાં ચાખતાં, થશે મૃત્યુ સમ પરિતાપ. ભરથરી.

ગુણસુંદરી—(વારાંગનાને અશ્વપાળ ફળ આપી જાયછે ત્યારબાદ ગુણસુંદરી દાસી સાથે વિચાર કરેછે.)

ગુણસુંદરી.— રાગ ખંભાત.

(ડોલરે જોબન મદમાતી ગુજરીયાં. એ ચાલ.)

અમરફળ આવ્યું આ, શું તેનું તો કરવું રે;
આપણે ખાવુંકે આતો, રાજાને જઈ ધરવુંરે. અમર. ટેક.
આરે અવતારે હુંતો, નાયકા કહાવું રે.

મુરખે એ આપ્યુ મુંને, અમર શું થાવું રે. અમરે.
નીચ કર્મ આવું સદા, અમરે થઈ કરવું રે;
ભર્તૃહરી ભૂપને એ, જઈને મારે ધરવું રે. અમર.
(રાજાની પાસે અમરફળ આવેછે ત્યારે તે જોઇને.)

ભર્તૃહરી—(સ્વગત.)

ગીતી.

ફળ પ્રીયને દીધેલું થાઉ અજાયબ અહીં ગયું ક્યાંથી;
આ ગુણીકાને હસ્તક, આવ્યું એ છે ભેદ ગુપ્ત ત્યાંથી.

ભર્તૃહરી—(રાણીનું બધું કપટ જણાયા પછી કહેછે.)
(નારાયણ નરસિંહ નરોતમ, પુરષોતમકો ધ્યાન ધરોરે) એ રાગ.
જે ચપળાને ચીતવું નીશદીન, તે મુજથી બેદીલ રહેરે. ટેક.
ભલે ભામની જાણો સાચી, નથી થવી એ સાચી રે.
ક્રોડ ઉપાયે કરો યત્ન પણ, કામ પ્રગટતાં કાચીરે. જે.
ધિક નર નારીના વિશ્વાસી, રહે શૃંગારે રાચી રે;
તે નર ગોથાં નકીજ ખાશે, ફસાઇ પડશે ફાંસી રે. જે
એકજ કામની ઇચ્છા એને, એકજ સુખની પ્યાસી રે;
ઝેર હૃદયમાં મુખમાં અમ્રત, જણાશે જુઓ તપાસીરે. જે.
છે અબળા પણ નરની ઘાતક, કઈ નર કરતી ઉદાસીરે;
ભોળપણે ભૂલો ખવરાવે, નિચ નરક નિવાસીરે. જે ચપળા.

ભર્તૃહરી— ગજલ.

અયે કમજાત પીંગલા તેને બહોત દગા દીયા.
ભાઈ જેસા ભાઈ મેને દેશ નીકાલ કીયા. અયે કમજાત.
તેરેપર ઇતબાર રખ્ખા, તે બુરા કીયા,
જન્મમેરા આજ તે ખરાબ કર દીયા. અયે કમજાત.

કપટ વચન બોલ કહતી, આઓ મેરે પીયા.
જાર કર્મ ગુપ્ત કરતી, ધીક ધીક ત્રીયા. અયે કમજાત.
નિર્દોષ મેરા બંધું, માળવ દેશસેં ગયા.
નઠોર કઠોર નારી જાત, દીલમેં નહીં દયા. અયે કમજાત.

માલીની છંદ.

વચન સરવ સાચાં, વિક્રમા બંધું તારાં;
શ્રવણ યુગલ કાચાં, કામથી ભ્રાત મારાં.
વગર સમજ કાઢ્યો, વીર તુંને વિદેશે;
ભરથરી નૃપ ભુલ્યો, બામનીને ભરોશે.

ભર્તૃહરી—(પોતાના મનમાં પશ્ચાતાપ કરેછે.)

રાગ કાલીંગડો.

સ્રીયકું મનવા ધીક ધીક હે,
મેરે બડી ઉસીકે મન ઠીક હે. સ્રીય. ટેક.
જીને સંગે મેં રાત દીનોકું,
લપટ રહ્યા સો અલીક હે. સ્રીય.
પ્રીયા કીની મેં પીંગલા તુજકું,
દગા દીયા તુજે ધીક હે. સ્રીય.
રાજ તજી અબ શીવકું રટનાં,
એહી તરન ભવ શીખ હે. સ્રીય.

રાગ ઝીંઝોટી.

છોડદે અભિમાન, માન અબતો મનવા મેરા ! છોડી. ટેક.
રાજપાટ સબ જુઠે જાનો, કયું તુંમ હોત હેરાન,
નારી પ્યારી નહીં હે તેરી, મત કરના ગુમાન; માન અ.
જુઠી પ્રીત જગતકી દેખી, મત ભુલે નાદાન,
બાહીર રંગ રૂપકું દેખી, મત હોનાં ગુલતાન; માન અ.

ચલ જંગલમેં ભેખ ધરેંગે, તજી જગત તોફાન;
જગત સ્વપનસે જાગ્રત હોજા, ગુરૂસે લેનાં જ્ઞાન. માન અ.

(ભર્તૃહરી રાજનો ત્યાગ કરી જંગલમાં જાયછે. ત્યારે પ્રધાન બોલે છે.)

**પ્રધાન—** ગજલ.

તુંમ ચલે કફની પેહેરકે, હમકુ કીયા કીસકે હવાલે. ટેક.
તુંમ ચલાગે ઈસ બાજુપે, હમ પાંવે બીખકે પ્યાલે;
રાજા મત કરના એૈસા, તેરા પ્યાર દીલું સાલે. તુંમ.
તુંમ બીના એ પ્રજા, સબ હોત્તહી બે હાલે;
રૂદન કરતી તુજ પ્રિયા, મત ગલે કફની ડાલે. તુંમ.
બેહાલ કરકે સબકું, પ્યારા અબ ભેખ નાલે;
એૈસે ચલકે ઈહાંસે, કયું ગલેમે તોક ડાલે. તુંમ.

**ભર્તૃહરી—** રાગ સદર.

હમ જાતે જંગલકે બીચ, જુઠી હે રાજકી જંજાલ; ટેક.
સાધન આપના છોડ કે, ઈધર મત હોના બે હાલ;
હે લખલ્યાનત ઓરતકું, મત ગુમાના ઉસસે કાલ. હમ.
બેહેતર હે સ્ત્રી દીલસેં, કભી હોવે ઝેરી ખ્યાલ;
અબ રાજ હમ નાંહી કરે તૂમ રાજ અબ સંભાલ. હમ.

**પીંગલા—** લલીત છંદ.

અરેર સ્વામિરે, શું હવે કરૂં, અતિ નિષીદ્ધ મેં કર્મ આચર્યું.
શિયળ ભંગમાં, પાપ ના ગણ્યું; સુખ અખુટ મેં આપનું હણ્યું.
દિઅર વિક્રમા, નિર્મળા મતિ; તૂજ વિષે થઈ, દુષ્ટ હું અતિ.
મન ગમ્યાં સદા, ભોગવ્યાં સુખો; અમ સહ્યાં હશે, રાનનાં દુઃખો.
સુરેજ આથમ્યો, માળવા તણો; ઉચરતા બધે, ત્રાહરે જનો.
થઈ ઉજ્જેનિરે, તું અનાથરે; કકળતો રહ્યો, સર્વ સાથરે.

અરરર નારી હું,પાપી જારણી;દિઅર મૅાફીદો,આવીઓ ધણી.
કમળ મુખને, શ્યામ મેં કરી; કુળ લજાવીઊ, ના ગઈ મરી.
દવ ઉઠી મને, બાળી નાંખ તું, જનુની પૃથવીરે, વા સમાવ તું.
અરરર શું કરૂં, કયાં જઈ પડું; મર્ણ સહાય થા, આવી ઢુંકડું.
દાસી— લલિત.

ધિરજ ધારીને, બાઈ સાવધ; સબળ થઈ કરો, કલેશનો વધ.
નિર વહ્યા પછી, બ્યર્થ શોચના; નહિ થયું થયું; તે થશેજ ના.
અતિ પ્રચંડછે, જ્વાલ કામની; શિયળવૃતિ ત્યાં, જેવી દામની.
સુર મુનીશ્વરો જોગીનેજતી; ભ્રમિત સર્વની, થાય જ્યાં મતી.
અબળ જાતીની, શી વિસાત ત્યાં;રડી રડી કરો,આંખલાલકાં.
નહિ લલાટના, લેખરે મુકે; સમય મૃત્યનો, નિજ ના ચુકે.
ચતુરછો વિચારી, જુઓ તમે; ફળ કશું હવે. દેહને દમે.
પીંગલા—સૌમિત્રી શોચનો ત્યાગ કરો હવેરે. એ રાગ.)

શૃંગારમાં ડુબાવિતી, તમેજ મુને;
પીયુને તજાવનાર વેરી, અલંકાર શૃંગારમાં. એ ટેક,
હિરા મોતી જડીત્ર કંકણ દુર જાઓ;
પોખરાજ રત્નહાર અદ્રશ્યજ થાઓ. પીયુને.
જરિઅન સાડી ચુડામણી બળી જાઓ,
રૂપ દેહીનું બળીને ખાખવત થાઓ. પીયુને.
અરે કાંપ મૂક્યો મુજ -હૃદયમાં કાપ,
અરે બાજુબંધ ઉપજાબ્યો તમે તાપ. પીયુને.
શ્વેત વસ્ત્ર સાડી દાસી, લાવે તું આ વાર;
પ્રભુને શરણ થવું ઉતારી શૃંગાર. પીયુને.
શીયળ ભંગના પાપ થકી મુને ઈશ.
મુક્ત કરશે દિનાનાથ અરપું એને શીશ. પીયુને.

દાસી— રાગ સદર.

ધારીએ વિમળ મતિ મોક્ષનીરે બાઈ,
પ્રભુ પ્રેમ પામવાને થાઓરે તૈયાર.
શુદ્ધ હૃદયથી જોડો પ્રભુ સંગે પ્રીત,
જેથી ભવ પાર ઉતારશો ખચિત. પ્રભુ પ્રેમ.
જુઓ પાર ઉતરવા ભેખ ધર્યા ભુપ,
મિથ્યા પંચ ભુત શ્રષ્ટિનામ રંગ રૂપ. પ્રભુ પ્રેમ.

ભર્તૃહરી ગોરખપાસે ભેખ લેવા જાયછે અનેત્યાંજોગીઓ ગાયછે.

જોગીઓ— લાવણી.

ધરો નિરંજન ધ્યાન, નાથ તૂમ ધરો નિરંજન ધ્યાન. ટેક
સદા તુમ ભણો ભેખકે ગ્નાન, રટો તુમ ગુરૂ મછંદરનામ. નાથ,
ફકડ તુમ કરો બુંટીયા પાન.,સમાધી સુખકી લે નીસાન.નાથ.

ભર્તૃહરી-(નીચેની લાવણી.બોલતો બોલતો રાણી પાસેઆવેછે.

લાવણી.

(સુકરીત કરનાર હોય શો કરલે કો જાણે કલકી. એ ચાલ.)

દેખા નહીં કછુ સાર જગતમેં દેખા નહીં કછુ સાર;
મોહ બીછમે મત લપટો યારો, દેખા નહીં કછુ સાર; ટેક.
ચૌદ ચોકડી રાજ મીલે, પન ત્રશ્નાકા નહીં પાર;
ભોગ ભોગતે ઈંદ્ર અપસરા, ત્રપ્તી નહી લગાર;
ત્રપ્તી નહી લગાર જગતમેં.
જુઠા રંગ રૂપમેં ભુલી, ક્રીડા કરત ગમાર;
રૂપ વીર્ય બલ નાશ હુવા તબ, નહીં હે અપની નાર;
નહી હે અપની નાર જગતમેં.
પ્યારી મેરી જાની પીંગલા, હુબ રહા એકતાર;
તોભી કીયા કૃતઘ્ની રાની, અશ્વપાલકું યાર;

અશ્વપાલકું યારે; જગતમેં.
અલ્પ બખતકા એહી તમાશા, દુખહે અપરંપાર;
એશક ઇસકા ત્યાગ કરો તુંમ, ફેર પસતાના યારે;
ફેર પસ્તાના યારે; જગતમેં.
એહી ભરથરી નાર ભરૂંશે, ભૂલિ હુવા ખુવાર;
એહી ભેખસેં જગત શીખ દઉં, નવ ડુબો સંસાર;
નવ ડુબો સંસાર જગતમેં.
મૈયા ભીક્ષા દે દે.
(ભર્તુહરી ભેખ ધારણ કરી રાણીઓ પાસે ભીક્ષા માગવા જાવછે, તે દરમ્યાનમાં દાસીઓ આવી વિનતિ ગુજારે છે.)

રાગ મરશીઆં

( હાય વોયરે પાનીને ગમકા મચાયા એ રાહ. )
હાય, કેમ, આ સહશે ઉજેની રંડાપો. સહશે ઉજેની રંડાપો;
ઘણી થઇછે રાજાજી માફ રાપો, (ટેક.)
બાણું લક્ષ માળવાના છો સ્વામી, કામ કોડીલા રૂપે ન ખામી;
ગોર અંગે ભભૂત શી જામીરે, હાય કેમ આ સહશે ઉજે૦
એક બાજુ ફક્ષા તમારી રૂએ, ચંદ્રકળા ચોધારાં નીર ચૂએ;
બાપુ સુખે ન આજ કોઇ સુએરે, હાય કેમ આ સહશે ઉ૦
મહેલ મહેલે વિલાપ છાયો છે, પવન શોકનો સઘળે વાયોછે;
કળકળતાં બાઇઓને ભાઇઓ છેરે, હાય કેમ સહશે ઉ૦ ૩
બાઇ પીંગળાનું પીંજર નીહાળો, પાપ સંભારી ઉઠે એને ઝાળો;
દયા લાવીને દોષ એનો ટાળોરે, હાય કેમ આ સહશે ઉ૦ ૪
રાજા તનછે આ આપનું અમીરી, તેને ફાવશે નહીંરે ફકીરી;
દેખી જાતી નથી દિલગીરીરે, હાય કેમ સહશે ઉજેની ઉ૦ ૫
માથે કરતી શી બાહાર તોરા કલગી, તેને કીધી જોગી ડાક્યાંઅલગી;
સુનું દેખી અંતર આગ સળગીરે, હાય કેમ આ સહશે ઉ૦ ૬

રાજા છેક જ આમ નવ જુએ, બાળુ જોગી ઉઘાડી આંખ જુએ;
યશોમાલતી આંસુએ પગ ધુએરે, હાય કેમ આ સહશે ઉ૦ ૭
ખાંધે લટકી શી ભગવી આ ઝોળી, આવ્યા વસ્ત્ર ક્યાં ગેરૂ ઝબોળી:
હાય હઇડામાં પ્રગટાવી હોળીરે, હાય કેમ આ સહશે ઉ૦ ૮
કેવું કમલાક્ષી મુખડું પડ્યુંછે, ચિત્ત મોટા દુઃખોમાં ચડ્યુંછે;
જાણે માનવીનું ઉભું મડુંછેરે, હાય કેમ આ સહશે ઉ૦ ૯
નથી વિક્રમભાની કંઈ આશા, કીધા કરમે એવારે તમાશા;
એણે બીજાં જંગલ ક્યાંઈ વાસ્યારે, હાય કેમ આ સહશે ઉ૦ ૧૦
ધણી નોધારાં અમને કરોમાં, આવું અણધાર્યું પગલું ભરોમાં;
જોગી જીવતાં ચિત્તામાં ધરોમાંરે, હાય કેમ આ સહશે ઉ૦ ૧૧

**પીંગળા**—રાજા ગુરૂની આજ્ઞાથી રાણી પાસે ભિક્ષા માગવા જાયછે ત્યારે રાણી બહારથી અલેક એવો શબ્દ સાંભળી રૂદના લાપથી દાસી પ્રત્યે કહેછે.

**રાગ ભોપાલી કલ્યાણ.**

અલેક જગાકે દ્વારે ખડો જોગી. ટેક.

એ સ્વામીન બીન અન્ય ન કોહુ, આયો માગન મમ ભોગી. અલેક.

**પીંગલા** **શોરઠની ગજલ.**

પીયા દીનનાર પરે બડા, એસા જુલ્મ કયું પલમેં કરદીયા; ટેક.
જો બદનકે રક્ષન લાખથે. વો બદન પરી અબ ખાખહે;
ઇસ ચશ્મશેમેં કેસે દેખું, ચશ્મ આપને તો ફુટાદીયા. પી.
એ કફની ધારન દેખકે, મુઝે જલ્ત આતસ દીલમેં;
બેહાલ હોતી હું દેખકે, તુંમને ભેખ ધારન કયું કીયા. પી.

**રાગ ભરથરીનો.**

(જનુંની જીવોરે ગોપીચંદની એ રાગ.)

ધીક યુવા ધીક મુજને, ધીક કામ વીકારજી,
જેણેરે ભુલાવી મુને સતથી, કર્યા નીચ વીચારજી;
ભેખરે ઉતારો રાજા ભરથરી.

ક્ષમા કરોરે રાજા રંકસ્કું, નારી અજ્ઞાન જાતજી,
અન્ય વખત આવું નહીં કરૂં, લાજ્યાં માતને તાતજી;
ભેખરે ઉતારો રાજા ભરથરી.

**ભર્તૃહરી—**

કપટ રૂપી રાણી પીંગલા, એ શું બોલે વચનજી,
રાજરે તજ્યું તુજ કારણે, જો વિચારીને મનજી;
ભીક્ષા દેને મૈયા પીંગલા.
તુંરે ખોટી ખોટું રાજ છે, ખોટો સારો સંસારજી,
અલખ જગાવું વને એકલો, જેથી પામું ઉધારજી;
ભીક્ષા દેને મૈયા પીંગલા.

**પીંગલા—**

રેહોતો રાજા રસોઈ કરૂં, જમતા જાઓ સ્વામીનાથજી,
ક્ષીરરે નીપજાવું ક્ષણં એકમાં, જમીએ આપણ સાથજી;
ભેખરે ઉતારો રાજા ભરથરી.
મઢીરે કરાવું રંગ મહોલમાં, રાખું ગુપ્ત અવાસજી,
જેમરે જાણે નહીં જગતમાં, કરશું ભોગ વિલાસજી;
ભેખરે ઉતારો રાજા ભરથરી.

**ભર્તૃહરી—**

મેહેલરે તારાને રાણી શું કરૂં, કેવો ગુપ્ત અવાસજી,
ક્ષીરરે ભોજન તારૂં રાણી શું કરૂં નથી ભોગની આશજી;
ભીક્ષા દેને મૈયા પીંગલા.
વાસી જંગલના જોગી અમે, નહીં ગ્રામમાં વાસજી,
વિષની વેલીથી અલગો રહું, નહીં નારીનો પાસજી;
ભીક્ષા દેને મૈયા પીંગલા.

**પીંગલા—**

એ શું બોલોછો રાજા સુલક્ષણા, મારા પ્રાણ આધારજી,

જોગણ રૂપે સાથે ફરૂં, નવ તરછોડો નારજી;
બેખરે ઉતારો રાજા ભરથરી.
ભગવાં જોઈ રાજા ભરથરી, દાવાનળ દીલ થાયજી;
માઇ કહો ન મારા કંથજી, લાગે દેહમાં લાયજી;
ભેખરે ઉતારો રાજા ભરથરી.

ભર્તૃહરી—

વધુંરે શું વદે રાણી પીંગલા, કરૂં અરે કેટલો ઉચારજી,
બંધુ જેવોરે બંધુ તજ્યો, માર્યો વચનનો મારજી;
હવેરે રાજાને રાણી શું કરૂં.

પીંગલા—

અરધ દેહીરે રાજા અમતણી, અરે હવે થઇ છે અંગારજી;
કામીરે અંધ પીંગલા પાપીણી, મૃતકને મારોમાં મારજી;
ભેખરે ઉતારો રાજા ભરથરી.
વાંકીરે વીધાતા મુંને ભુલવી, લખીયા લેખ તેં લલાટજી,
આનુંરે પ્રાયશ્ચીત હવે હું શું કરૂં, મારગ આપો પૃથ્વીમાતજી;
ભેખરે ઉતારો રાજા ભરથરી.

ભર્તૃહરી—

બંધુરે મારો લઘુ વિક્રમ, આદીત વત શુદ્ધ આપજી
કુંડુંરે કલંક પાપી પીંગલા, તેં મુકાવ્યું અમાપજી,
હવેરે રાજાને રાણી હું શું કરૂં.

પીંગલા—

ત્રણસો નારીરે અન્ય આપની, માળવપતી મહારાજજી,
એકને કારણ એને નવ તજો, પાપી પીંગલાને કાજજી;
ભેખરે ઉતારો રાજા ભરથરી.

ભર્તૃહરી—

મોહ છોડીદે રાણી પીંગલા, પ્રીતે કર સતસંગજી;
સગુંરે નથીરે કોઈ કોઇનું, આ સંસાર પતંગજી;
ભીક્ષા દેને મૈયા પીંગલા.

દેતી હુંતો ભીક્ષા દે મુંને, નહીકર કરૂં ગ્રહ ત્યાગજી;
ગુરૂજી મારારે રોષે થશે, ચાલી જાય જમાતજી;
ભીક્ષા દેને મૈયા પીંગલા.

ગંગા ત્રટે રાણી ઘર કરો, નાઓ નીરમલ નીરજી;
ધર્મને ધ્યાન નવ ચુકશો, જેથી થાય ઉધારજી;
ભીક્ષા દેને મૈયા પીંગલા

(રાણી ભીક્ષા આપેછે તે લઈ બીજી રાણી પાસે જાયછે)
મૈયા યશોમાલતી ભીક્ષા દે દે.

યશોમાલતી—રાગ સીતાજીના મહીનાનો

પ્રાણનાથ આ શો કરી ફેર, જાઓછો જંગલ વિશે
આ પતિવ્રતાપર વાળો વેર, રાજા રૂડું નહીં દીસે.
બાળે વેશમાં મારો શૃંગાર, બાળો ન ભૂપ થઇ ભલા;
મારાં કંકણ કર એ થકી, કરો ન કંથ વેગળાં.
મારા મનોરથ પૂરશે કોણ, ભોગી ભોળી નારના;
હા! પ્રિયા કહી કેશેજ કોણ, શા હાલ સંસારના.

ભર્તૃહરી— છંદ માલીનો.

નથી નથી અપરાધી, માઈ તું નીર્પરાધી,
શિવ શિવ દુખી થા માં, મોહ વૃત્તિજ બાંધી;
તજ તજ મુજ આશા, કંથ કેમાં ઉચ્ચારી;
નથી પતિ અહિં તારો, જોગી લે તું વિચારી.
નફટ અધમ નારી, જાતને માર જુક્તિ,

અલખ ધુન લગાવું, અંગ ધારી વિભૂતી;
જગત સુખની જૂઠી, છેક છોડી ઉપાધી,
પરવત વન ગુફામાં, સૂખ લેશું સમાધી.
**કમલાક્ષી**—મેંદી મલકે, મેરા તુર કેસી તે
મીજાદાયા. એ રાગ.
અહો પીયુ મારા, થાઓ ન ન્યારા, જંગલમાં જઈ ટેક.
જાઓ નરેશ, વિધવા વેશ, આ વયમાં દઈ. અહો.
દીધોતો કોલ, આવુંધું મોલ, હમણા હું પ્રિયા.
જોગી સ્વરૂપ, ધારીને ભૂપ, આવ્યાછો અહીંયાં. અહો.
શીદ સંતાપો, કાળજું કાપો, પ્રીત ગયા ભૂલી.
શૃંગાર છાંડું, તપશ્યા માંડું, ઝુરી ઝુરી મરૂં ફુલી, અહો.
**ભર્તૃહરી**— શીખરીણી.
અરે મૈયા જાતું, કથન શિદ કાઢે કરમનાં,
બધાએ જાણ્યાછે, ચતુર ત્રીય બોલો મરમના;
નથી તારો સ્વામી, અબધુત નિવાસી અરણ્યનો,
ગયો જોગી શર્ણે, જનમ ભય ટાળી મરણનો.
છપો.
તજ કમલાક્ષી મોહ, માઇ દુઃખ તું દિલ ધરમાં,
કર ઉમયાપતિ સ્મરણ, ભજનમાળા લૈ કરમાં;
આ ક્ષણભંગુર દેહ, નેહ તેનો દે ત્યાગી,
તર મૈયા સંસાર, ભોગની તૃષ્ણા ભાંગી;
રાજ સૂખ લક્ષ્મીનગર, ગેબી કાળ ગળીજશે,
રાખ રટણ શીવનામનું, તો તારી મુક્તિ થશે.
**રાણી ચંદ્રકળા— ઇંદ્રસભાની ગજલ.**
**(જફાવોસી તમકુ સજાવારહું; એ રાગ.)**
**રાજાજી જંગલમાં, ભલે તમે જાઓ;**

પ્રથમ મુજને મારીને, સુખીઆરે થાઓ;
લીધો જોગી વેશ, સકોમલ દેહ;
એકાએક અમને, શાને દીયો છેહ;
શુંછે અપરાધ, અમારો કહો;
વિનારે સમજ, પ્યારા દીલને દહો;
ગલે નાંખું હાથ, જોગી પ્રાણનાથ;
અમો છું પતિવૃતા, તુમારી સંગાથ;
નહીં બેશી રહીશું, ચાલીશું સંગ;
જીવતર અમારૂં, શાને કરોછો ભંગ.

**ભર્તૃહરી—** **માલીની છંદ.**

નહિ નહિ નહિ પલટું, ભામની ભોળી થામાં;
ચપળ જગત આખું, ગૂણ તેનાજ ગામાં;
ભર્થરિ તણિ દુનિયાં, દેખ દૂજી વિચારી;
ભજ ભજ શિવ ભામા, વાત મૂકી વિકારી.

રાણીઓ પાસેથી ભીક્ષા લઈ ભર્તૃહરી જાયછે. દરમ્યાનમાં તેની દીકરી રોતી કળકળતી તેને વળગી પડેછે.)

**કૃશ્નાકુમારી—** **રાગ.**

(જફાવો સીતમકો સજાવારહું-એરાહ)

પિતાજી આ કોપ તમે શો કર્યો,
જોગી વેશ બાપુ, શીદને ધર્યો;
મરી ગઇછે માત; વળી જાઓ તાત,
પિતા ઓથ કોની છે, ઓરમાન માત;
દયા કાંઈ લાવો, આ છોરૂ પરે,
કૃપા પાત્ર હું છું, તમારૂં ખરે;
લડાવશે લાડ, પછી મુંને કોણ,
પ્યારી પુત્રી આવો, બા કેશેજ કોણ;

કુંવારી છું હું તો, તમારી સુતા,
વરાવી નથી કીધાં, ભગવાં પીતા:
ન બાપી કરી બાપુ, જાશો નહીં,
પીતા પાછળ નહીં, જીવું હું તો સહી;

રાગભેરવી.

શુણો મારા પ્યારા પિતા, હું છું દિન પુત્રી તમારી-ટેક.
પ્યાર તજીને ભગવાંરે કીધાં, કોણ લાડ કોડે, હો;
વરાવશે, હુંછું કુંવારી, શુણો મારા પ્યારા પીતા.
માતુ મરી ગઈ છે મૂજનેરે, મૂકી હવે હું જીવુંછું,
પીતા તમારૂં હેત સંભારી—શુણો મારા પ્યારા પીતા.
અરજ પુત્રીની ઉરમાંરે ધારો, શીરછત્ર શું જોઈ સંચરો,
વનમાં વિસારી-શુણો મારા પ્યારા પીતા.

બાદ તમામ પાત્રો મળી સભાની રજા માગેછે.

રાગ કલ્યાણ.

પ્રેમ સભાજનો, હવે રાખજો તમો;
સદા પ્રસન્ન મનથી, રજા લઇએ અમો. ટેક
ભુલ ચુક ખામી ખોડ, ખેલ ખેલ આજ;
માફી સુધારાને માટે, માગે આ સમાજ. પ્રેમ.
જેમ ખેલ જોયો તેમ, સારી ધારી ટેક;
દેશી દેશને સુધારો, રાખીને વિવેક. પ્રેમ.
આર્ય સુબોધ ભજવે, ખેલ જોવા કીધું મન;
આભારી અમો થયાછી આપ્યું ઉત્તેજન. પ્રેમ.
અવર ખેલમાં આપ પધારી, દેશો દર્શન દાન;
મહેરબાનોની રજા માગી, જઇએ છી સ્વસ્થાન. પ્રેમ.

સમાપ્ત.

# જાહેર ખબર.

નિચે લખેલાં પુસ્તકો જેઓ સાહેબોને જોઈતાં હોય તેમણે ભાવનગર, જુનાગઢ, જામનગર, રાજકોટ, ગોંડલ વિગેરેના બુકસેલરો પાસેથી અથવા મોરબી આર્યસુબોધ નાટકમંડળીનો મુકામ હોય ત્યાં તેના મેનેજર પાસેથી યાને મોરબી તળપદમાં ગ્રંથકર્ત્તા પાસેથી રોકડી કીમત મોકલી મંગાવી લેવાં. જથાબંધ મંગાવનારની સાથે કમીશનની સમજુત પત્રદ્વારા કરવામાં આવશે.

| | કિમ્મત. |
|---|---|
| | રૂ. આ. પા. |
| ભર્તૃહરી નાટક મોટું-આવૃતિ ૨ જી | ૧—૦—૦ |
| સદર ગાયન | ૦—૨—૦ |
| ચાંપરાજ નાટક મોટું | ૧—૦—૦ |
| સદર ગાયન | ૦—૨—૦ |
| રાજસિંહ નાટક મોટું | ૧—૦—૦ |
| સદર ગાયન | ૦—૨—૦ |
| ઉષાહરણ નાટકનાં ગાયન | ૦—૨—૦ |
| કેશરીસિંહ પરમારનાં નાટકનાં ગાયન | ૦—૨—૦ |
| સીતાસ્વયંવર નાટકનાં ગાયન | ૦—૨—૦ |

વાઘજી આશારામ ઓઝા.

ગ્રંથકર્ત્તા

